

# વૈષ્ણવ વિલાસ.

આ લઘુ ગ્રંથમાં

સૌને વાચવા લાયક રૂક્ષમણી વીવા, વ્રજનાં રૂસણાં, અને રાધાકૃષ્ણની ચાતુરીના પદો છે.

છપાવી પ્રગટ કરનાર

ડા૦ મોરલીધર કરસનદાસ.

મું બ ઇ.

પ્રિન્ટિંગ પ્રેસમાં પા. ન. ખંભાતાએ છાપ્યા છે.

શાંત ૧૯૨૯—સને ૧૮૭૩.



કીંમત ચાર આના.





# મુકતાનંદ કૃત
# રૂક્ષમણીના વીવા.

---

રાગ ઢોળ.

કુંદન પુર વીવા રચ્યો, ભુપતી ભીમક રાય;
ત્યા દેવાને શ્રીકૃષ્ણને, આનંદ ઉરં ન માય; ૧
રૂખમઇયે તે જાણીયું, ઉર વ્યાપ્યો અતીસેં કાળ;
ત્યા નહી આપુ કૃષ્ણને, એછે ગાયોતણો રે ગોવાળ; ૨
રૂખમઇયાનુ મન મેલુંને, તેડાવ્યો સીસુ પાળ:
રૂક્ષમણીયે તે ખબર જાણી, અંતર ઉઠી જવાળ; ૩
વર ઘણીરે દ્વારાંમતી, રહ્યા લગન વિચ દીન એક;
અંતરજામી આવજો, રાખજો હમારી ટેક; ૪
એવું વિચારી કાંમની, કરી કાગળ લખવા આસ;
મુકતાનંદ કેહે માનુની, થઇ જગતથી રે ઉદાસ; ૫

ઢાળ બીજો.

મારી સાર લેજો અવિનાશી રે,
જાણી જન્મો જનમની દાસી રે; ૧
વાંચી કાગળ વેલેરા આવો રે,
મારા તનના તે તાપ સમાવો રે; ૨

દીન એક લગન વિચ જાણી રે,
વેહેલા આવજો સારંગ પાણી રે; ૩
મેં તો તમ અરથે તન કરીયું રે,
મેં તો તમ ચરણે ચિત્ત ધરીયું રે; ૪
જો નાથ નહી આવો વેહેલા રે,
તજુ પ્રાણ લગનથી પેહેલા રે; ૫
કેહે મુક્તાનંદ મોરારી રે,
વાલા રાખજો ટેક હમારી રે;

ઢાળ ત્રીજો

લઇને કાગળ વિપ્ર સીધાવ્યો,
હરિની કરૂણાથી દ્વારકાં આવ્યો;
દેખી દ્વારકાં માહા સુખ ધાંમ,
જેનાં રાજા છે સુંદર શાંમ; ૨
વાલે વિપ્રને આવતો જાણી,
ઊઠયા સનમુખ સારંગ પાણી; ૩
પુછી ક્ષેમને કાગળ લીધો,
વાંચી પત્ર હૈયે દ્રઢ કીધો; ૪
પુજયા વિપ્રને દઇ ઘણું માન,
જાવા તૈયાર થયા ભગવાન; ૫
સાથે વિપ્રને રથમાં બેસાડી,

આવ્યા કુંદન પુર શ્રી મોરારી; ૬
એવા ભકત વત્સલ ગીરધારી,
જાયે મુકતાનંદ બલહારી; ૭

રાગ ધોળ.

માનુની મનમાં ચિંતવે, કેમ ન આવ્યા સુંદર સામ;
વાર થઈ કેમ વિપ્રને, ન સરયું મારૂં કામ; ૧
જો નહીં આવે જદુપતી તો, તજીસ મારા પ્રાણ;
એવામાં દ્વીજ આવીયો, જેમ આવે રામનું બાણ; ૨
વિપ્ર વદન જોઇ વીનતા, મન આનંદ વાધ્યો અપાર
પ્રાણ જીવન પધારીયા, જુગ જીવન જુગ આધાર; ૩
કુંદનપુર હરિ આવીયા, સુણી ભુપતી ભીમક રાય
સાંમે જઇ શાનમાન કીધું આનંદ ઉર ન માય; ૪
ત્રીકમ તોરણ આવીયા, વરત્યો જેજેકાર;
મુકતાનંદ કેહે માનુની, તેના પુન્યતણો નહી પાર; ૬

ઢાળ બીજો.

દવી પુજાનો મીશ લઇ પ્યારી રે,
ચાલી નિરખવા કુંજ વિહારી રે; ૧
સાથે લીધો પુજાનો સામાન રે,
નેણે નિરખવા શ્રી ભગવાન રે; ૨
હરિ ભકત અનાદીના માની રે,

ભાવે પુજ્યાં ભવને ભવાની રે; ૩
વળતી રૂપ પ્રકાશીયું બાળી રે,
પ્રેમે પામવા શ્રીવનમાળી રે; ૪
સંગે અસુર હતા રખવાળ રે,
દેખી રૂપ પડયા તતકાળ રે; ૫
વેગે આવીયા અંતર જામી રે,
વાલો મુકતાનંદના સ્વામી રે; ૬

ઢાળ ત્રીજો.

કર સાહીને રથપર લીધાં,
મનવાંછીત કારજ સીધાં; ૧
કન્યા હરણ કરી હરિ વળીયા,
સેન્યા સહિત ત્યાં બળીભદ્ર મળીયા; ૨
વાંસે રૂખમઇયો ચડયો શીસુપાળ,
લેશે કેમ કરી કન્યા ગોવાળ; ૩
બાંધી દ્વારકાં ગાહીથી લાવું,
નહી તો પુરમાં પાછો નહી આવું; ૪
જઇને જદુપતી સંગ યુધ્ધ કરીયા,
વાલે સર્વતણો મદ હરિયો; ૫
રૂખમઇયાની વાઢીછે ડાઢી,
કાપી કેસને મુકયોછે કાઢી; ૬

રૂક્ષમણીજીનો શોક નિવારી,
મુકતાનંદ કેહે પધારયા મોરારી; ૭

રાગ ધોળ.

માધવપુરનો માંડવો. આવે જાદવ કુળની જાંન
પરણે તે રાણી રૂક્ષમણી. વર વાંછીત શ્રીભગવાન; ૧
યાદવ જાનૈયા થયા, વળી માંડવીયા પણ સોહેય;
વિધિ સહિત વીવા રચ્યો, કસર ન રાખી કોય; ૨
માણેક થંભ મંડપ રચ્યો, મધે ચોરી બાંધી સાર;
મોહન આવ્યા માહેરે, કોટી ભુવનના કીરતાર; ૩
માથે તે મુગટ જડાવનો, કાંને કુંડળ મકરાકાર;
બાંએ બાજુબંધ બેરખા, કોટે કૌસ્તભ મણીની હાર; ૪
સોભે ઘણાં સણગારમાં, પીતાંબર અતીઉદાર;
હેમ કડાં બે હાથમાં, પાંયે ઝાંઝરનો ઝણકાર; ૫
વાલાનું વદન સોહામણું, જાણે ઉગ્યો પુનમ ચંદ;
મુકતાનંદ કેહે મોહન વરને, જોઇ થયો આનંદ; ૬

ઢાળ બીજો.

વળતી લાડડીને સણગારી રે,
પીઠી ચોળીને પાટે બેસાડી રે; ૧
લીલી સાડી ધરી તન સારી રે,
જેણે રીઝે શ્રી કુંજ વિહારી રે; ૨

સોળે સણગાર અંગે ધારી રે,
ચાલી ભેટવા દેવ મોરારી રે; ૩
સંગે માનુની મંગળ ગાએ રે,
તેની શોભા કહી નવ જાયે રે; ૪
એવી રીતે મંડપ મધે આવ્યાં રે,
તેડી પીયુજી પાસે પધરાવ્યાં રે; ૫
કર સાહ્યો ચરાચર સ્વામી રે,
નારી માયરેં માહા સુખ પામી રે; ૬
સોભે માયરૂ માહા સુખકારી રે,
જાય મુકતાનંદ બલહારી રે; ૭

ઢાળ ત્રીજો.

વર કન્યાની જોડ બીરાજે,
જોતાં કોટી કાંમ છબી લાજે; ૧
વાગે દેવનાં વાજાં અપાર,
પરણે અખિલ ભુવનનો આધાર; ૨
બ્રહ્માં ઓચરે વેદ વચન,
જેજેકાર થયો ત્રીભોવંન; ૩
ચારે ફેરા હરિ સંગે ફરીયાં,
નારી જુગના જીવનને વરીયાં ૪
શોભે અખંડ અલૌકિક જોડ,

માથે બતરીશ ભમરીનો મોડ; ૫

લાડો લાડી જમે કંસાર,

જેનો નિગમ ન પામે પાર; ૬

કેહે મુક્તાનંદ મોરારી,

એવાં ચળીત્ર કરયાં ગીરધારી; ૭

કુટાંણું

અવિદ્યાછે નકટી નાર, પ્રભુજીથી પાછી ભાગે જો;

એનુ કહ્યું કરે તેની સાથ, જંમનુ લારૂ લાગે જો; ૧

જમનુ છે જબરૂ જોર, મારસે મુખ બાંધી જો;

બોલોછો ફાટા બહુ બોલ,

આવડી શી આવી આધી જો; ૨

બુડી મરો લાગે છે લાજ, વેંણ શું વાંકાં કાઢો જો;

પ્રભુ વિના કાઢો જો બોલ, જીભડીને ઘસી વાઢો જો; ૩

હરી ભજતાં લાગેછે લાજ, કુડમાં કેવા રાજી જો;

મુક્તાનંદ કહે મુરખ લોક, પાધરા દીસે પાજી જો; ૪

કુટાણા

(રાગ તમારીરે નાની મોટી સંભાળીને લેજો)

નાની મોટી વરતી સહુ, સંભાળીને લેજો;

જુગના જીવનને કોઇ, દોશ ન દેજો; ૧

સુરતી સંભાળ્યા વિના, ભ્રષ્ટ મતી થાશે;

વિમુખ થઇને ઘણાં, ખાસડાં ખાસે; ૨
સમજીને શીખાંમણ લાગે, ભજે અવિનાસી;
મુરખ ન માને તો ગર્જે, પડે જમ ફાંસી; ૩
પ્રભુને જે ભજે તેને, સઘળે છે સાર;
મુકતાનંદ કેહે મુરખને, સઘળે અંધાર; ૪

ફુટાણા રાગ ઊપરનો.

દુર્લભ અવસર આવ્યો, ભજી લ્યોને અવિનાસી;
પ્રગટ થયાછે વાલો, વંદ્રાવનના વાસી; ૧
દરશન દઇને દુખડાં કાપે, શ્રી ગીરવરધારી:
સ્વાસે ને ઉસ્વાસે ભજો, દેવ મોરારી; ૨
આ અવસર ન ચેત્યો તેને, ઘણુ દુ:ખ દેશે;
ઊંટ ને ગધાડાં થઇને, ભાર ઘણો વેહેસે; ૩
પ્રભુને વિસારી જે કોઇ, બીજે ચાળે ચડશે;
મુક્તાનંદ કેહે મુંઢમતી, નરકમાં પડશે; ૪

ફુટાણા.

આજ ભવજળપાર ઉતરીયાં રે; આનંદ ભલા.
મારાં સેહેજે તે કારજ સરીયાં રે; આનંદ ભલા. ૧
મેતા લોકની લજ્જા ત્યાગી રે; આનંદ ભલા.
મારી વૃતી મોહેન સંગ લાગી રે; આનંદ ભલા. ૨
મદ મોહને રોતા કરીયા રે; આનંદ ભલા.

એતો સુંદર વર ઉર ધરીયા રે; આનંદ ભલા. ૩
મુક્તાનંદ મોહન ઉર ધારી રે; આનંદ ભલા.
એતો દુરમતી દૂર વિસારી રે; આનંદ ભલા. ૪

રાગ ધોળ.

કંસાર જમતાં કામની, બોલે વિધવિધ વચન રસાળ;
શાંમ શુંદર તે સાંભળી, હસતા તે દીન દયાળ; ૧
બંદીજન જે જે કરે, ગાય ગાંધ્રવ મધુર ગ્યાંન;
અનંત નાચે અપશ્રરા, સુર આવી ચડયા વેમાન; ૨
બ્રંહ્માદિક પુસ્પ વૃષ્ટી કરે, હેતથી વારંવાર;
ઢોલ નગારાં ગરગડે, વાજીંત્રનો નહીં પાર; ૩
ચારે તે મંગળ વરતીયાં, વર કંન્યા ભલી બની જોડ;
રૂક્ષમણીને લઇ આવિયા, દ્વારકાં શ્રીરણછોડ; ૪
દીંન જાણી દયા આણી, પુરી મનની આશ;
મુક્તાનંદ કેહે ચર્ણ સેવક, કરીને રાખો પાસ; ૫

રાગધોળ.

શ્રીકૃષ્ણ પરણ્યા રૂક્ષમણી, આવ્યા નગર મોઝાર;
જેણે એ વીવા નિરખિયો, તેના પુન્યતણો નહીં પાર; ૧
પ્રેમેસું માતાયેં પોંખીયા, જુગ જીવન જુગ આધાર
લીયે ઉમંગે શાંમનાં, ઓવારણાં વારંવાર; ૨
પુરવાશી સહુ પ્રેમસુ, નિરખતાં નરવર નાર;

જન્મ શફળ કરી જાણીયો,
માહા સુખીયો થયો સહુ સાથ; ૩
રૂક્ષમણીએ જે ધારીયું, તે સાચુ કીધું શાંમ;
ભક્ત જંનના લાડ પાળ્યાં, એવા છે કુરૂણાના ધામ; ૪
અધમ જનને ઓધારવા, થયા મનુષ્ય રૂપે માહારાજ;
પાવન જશ વિસ્તારીયો, સરિયાં તે સઘલાં કાજ; ૫
નરનારી જે રૂક્ષમણીનો, વીવા શીખે ને ગાય;
તેને રીઝે શ્રીહરી, પ્રાસ્ચિત દુર પળાય; ૬
સેશજી પાર ન પાંમીયા, કેહેતાં હરિ જશ સાર;
તોય તેના ગુણ ગાવા, જાણીને અધમ ઓધાર; ૭
મુક્તાનંદ કેહે માહા પ્રભુની, અચળ જુગે જુગ જોડ;
સ્રોતાજન જે સાંભલે, તે બોલો શ્રીરણછોડ; ૮

---

## રઘુનાથ દાસ કૃત રાધાજીનું રૂશણું.

### રૂશણું પેહેલુ.

સાખી

શ્રીગુરૂ ગણપતી વરણવુ, શારદા નામુ સીસ;
કૃષ્ણ કીપાથી ઓચરૂ, ગુણ ગાંઉ શ્રીજગદિશ; ૧
કાલાવાલા કરૂ કૃષ્ણનાં, બુદ્ધિ હીણો હું બાળ,
ગાઉં રસીક મન રૂશણું, દુતી દંપતી વચન રશાળ; ૨

એકરામે આનંદમાં રાખી, કુસુંમે ગુથ્યાં શીસ;
કાંઇ કઠણ વચન કૃષ્ણે કહ્યાં, ચડી રાધાને રીસ; ૩
રીસમાં કીધું રૂશણું, પ્યારો પંથ પળાય;
માંનવંતીને માનાવાને, દડવડ દુતી જાય ૪
લક્ષણ અદકે લાડકી, તુજ પાસેછે ત્રીસ;
દુભાણ હુશે દયાનુળં, મુજ રંક ઉપર શી રીસ; ૫

ઢાળ.

રાધાજી ન કરીયેં રીસ હેલી, રીશાંણા રહીયે નહીં,
તારે ચરણે નામુ શીસ હેલી, રીશાંણા રહીયે નહીં; ૧
વાલાને તો વાહલી વાત હેલી; રીશાંણા.
રૂડી રમવા સરખી રાત હેલી; રીશાંણા ૨
તારા કોણે ભરયાછે કાન હેલી; રીશાંણા.
તારી કીહાં ગઇ શુધ્ધ ને સાંન હેલી; રીશાંણા. ૩
મછરાળી તું મત્સર મેલ હેલી; રીશાંણા.
ખાંતીલાની સંગે ખેલ હેલી; રીશાંણા. ૪
જોબનનું આશું જોર હેલી; રીશાંણા.
કેમ થઇછો કઠણ કઠોર હેલી; રીશાંણા. ૫
વાલાનો સું છે વાંક હેલી; રીશાંણા.
તેંતો આડો વાળ્યો આંક હેલી; રીશાંણા. ૬
અબળાની અવળી રીત હેલી; રીશાંણા.

તો તેં શાંને કીધી પ્રીત હેલી; રીશાંણા. ૭
પ્રીતમસું પ્રીત ન તોડ હેલી; રીશાંણા.
એ ને તું સરખી છે કરોડ હેલી; રીશાંણા. ૮
ખપ કરીએ તો સોની ખોટ હેલી; રીશાંણા.
ડુંગર છે તરણા હેઠ હેલી; રીશાંણા. ૯
કરગરવા તું આવીશ કાલ હેલી; રીશાંણા.
અલબેલી તું ઉઠી ચાલ હેલી; રીશાંણા. ૧૦
વીનવીને લાગુ પાય હેલ; રીશાંણા.
વળી વાર વરાસો થાય હેલી; રીશાંણા. ૧૧
કાંઇ જોજે મારાં કામ હેલી; રીશાંણા.
મારૂ પંચકલી છે નામ હેલી; રીશાંણા. ૧૨
મેલ મુગધપણાનો! ઢંગ હેલી; રીશાંણા.
રસીયાસું રાખીયેં રંગ હેલી; રીશાંણા. ૧૩
રસીયાસુ ન કીજે રાડ હેલી;રીશાં.
વાલો રીજે તેમ રમાડ હેલી; રીશાં. ૧૪
એ છે ગરવ ભંજન ગોપાળ હેલી; રીશાં.
સર્વ સેવકના પ્રતીપાળ હેલી; રીશાં. ૧૫
હવે છેક ન કીજે છેહ હેલી; રીશાં.
તાંણેથી તુટે સ્નેહ હેલી; રીશાં. ૧૬
ઘડી વાર થઇછે વિલંબ હેલી; રીશાં.

માનોને હુમાસ સંમ હેલી; રીશાં. ૧૭
કેમ હાળોછો નીચાં નેણ હેલી; રીશાં.
મુખ વાહાલી ન બોલો વેણ હેલી; રીશાં. ૧૮
રાધાજી તું રસની ખાંણ હેલી; રીશાં.
રઘુનાથ પ્રભુ સંગે માણ હેલી; રીશાં. ૧૯

## કુસાણુ બીજુ.

સાખી

માન કહ્યું તું માનુની, સાંભલ વાત વચનં;
આ ચટકો દીન ચારનો, તારૂ વહી જાસે જોબંન; ૧
ગર્વ ન કીજે ઘેલડી, રોસ તજી કર રંગ;
અવસર એવો કીહાંથકી, આળસુને ઘેર ગંગ; ૨

ઢાળ.

રાધાજી કેહે શાંનો રોશ બેની, પુજ્યા તે ફળ પામીયે.
કાંઇક દીજે કરમને દોશ બેની; પુજ્યા તે ફળ પામીયે ૧
વીધાત્રીના લખીયા લેખ બેની, પુજ્યા.
તેતો ટાળ્યા ન ટળે ટેક બેની; પુજ્યા. ૨
જોબનમાં લખીયો વીજોગ બેની, પુજ્યા.
મારે ક્ષરણિકનો રોગ બેની; પુજ્યા. ૩
જુઠાના તે જુડા બોલ બેની, પુજ્યા.
તેનો તરત જણાણો તોલ બેની; પુજ્યાં. ૪

પુતનાનાં સોસ્યા પ્રાણ બેની, પુજ્યા.
સુ કહીયે વાત વખાણ બેની; પુજ્યા. ૫
એની પેર ન પ્રીછે કોઇ બેની, પુજ્યા.
વાલે વનરા સરખી વગોઇ બેની; પુજ્યા. ૬
સતી સીતા સરીખી નાર બેની, પુજ્યા.
વાલે મુકીતે વન મોઝાર બેની; પુજ્યા. ૭
કાળામાં કુડ અનેક બેની, પુજ્યા.
ચંપક ન છોડે છેક બેની; પુજ્યા. ૮
કપટી હોય કાલી નાગ બેની, પુજ્યા.
પય પાતાં ડશે પાગ બેની; પુજ્યા. ૯
જળ મીનતો જળને ચાહે બેની, પુજ્યા.
પરાણેતે પ્રીત ન થાય બેની; પુજ્યા. ૧૦
પ્રીછે નહી પ્રીત પતંગ બેની, પુજ્યા.
દીપકને આપે અંગ બેની; પુજ્યા. ૧૧
ભમરાને ભમ્યાની ટેવ બેની, પુજ્યા.
રસ લઇને તજે તતખેવ બેની; પુજ્યા. ૧૨
ભોરે કીધો સુખનો સંગ બેની, પુજ્યા.
કીધો પોતાની પાંખનો ભંગ બેની; પુજ્યા. ૧૩
અર્ક અંબુજ અધિક સ્નેહ બેની, પુજ્યા.
પછે ધિક ધિક કરે દેહ બેની; પુજ્યા. ૧૪

પારાધી રચે પાખંડ બેની, પુજ્યા.
તેના પ્રાણ હરે પ્રાચીડ બેની; પુજ્યા. ૧૫
જારે સરોવર નીર સુકાય બેની, પુજ્યા.
તારે હંસ કોહો કયાં જાય બેની; પુજ્યા. ૧૬
કપટી થવા કઠણ કઠોર બેની, પુજ્યા.
મારે વાલો કાલજડાની કોર બેની; પુજ્યા. ૧૭
ટળવળતાં કાઢું તંન બેની, પુજ્યા.
ઘણુ જીવો જુગજીવન બેની; પુજ્યા. ૧૮
છબીલાને છેલો રામ રામ બેની, પુજ્યા.
રઘુનાથ સ્વામીને પ્રણામ બેની; પુજ્યા. ૧૯

## રૂસણુ ત્રીજુ.

### સાખી

કેહેજો જઇને કૃષ્ણને, નઆણાં સાથે સ્ચો નેહ;
મળવું થાસે માવજી, જ્યારે ફરીને ધરશુ દેહ; ૧
મન વિના મળવુ કસ્યું, નિરખી ન ઠરે નેણ;
મણી મુગતાફળ કંચવે, તેને રતી ન લાગે રેણ; ૨

### ઢાળ.

હઠ લીધો હરિની સાથ વાલા, માન ભરી માને નહી.
દ્રઢ હેયુ ધરયું છે હાથ વાલા; માન ભરી માને નહી. ૧
કુતો કેહે સુણો અવિનાસ વાલા, માન.

તમે રેજો રામાની પાંસ વાલા; માન. ૨
ઘસમસતી દુતી ધાય વાલા, માન.
જ્યાંછે સામળીયો સુખદાય વાલા; માન. ૩
ઉઠો ઉઠો આનંદ કંદ વાલા, માન.
ગોપી વર ગોકુલ ચંદ વાલા; માન. ૪
એંતો પ્રાક્રમ કીધાં પ્રોઢ વાલા, માન.
એતો દાઝે થઇ દીંગમુંઢ વાલા; માન. ૫
રીસે રાતાં કીધાં લોચન વાલા, માન.
વિકરાળ કરયું છે વદંન વાલા; માન. ૬
સ્વેત આભ્રણ પેરયાં છે શાર વાલા, માન.
તજ્યા હેમ હાર શણગાર વાલા; માન. ૭
બીજી કોરે દખાડી બીક વાલા, માન.
સાંમાતો ન માને શીખ વાલા; માન. ૮
નીચુ જોઇ મુકે નિસવાસ વાલા, માન.
એની હાંણ તમારે હાંસ વાલા; માન. ૯
પ્રેમદા છે પ્રેમનુ પાત્ર વાલા, માન.
મુખ જોયા સરીખુ ગાત્ર વાલા; માન. ૧૦
એતો અબળા થઇ છે અચેત વાલા, માન.
એના અંતરમાં ઊંડુ હેત વાલા; માન. ૧૧
તમને તો હસ્યાની ટેવ વાલા, માન.

એના અંતરમાં છે અહમેવ વાલા; માન. ૧૨
બ્રખુભાંણ સુતા બળવંત વાલા, માન.
એને ચટકો લાગ્યો ચિંત વાલા; માન. ૧૩
નિશ્ચે નારી તજસે પ્રાણ વાલા, માન.
વાગાં મદન મોહનજીનાં બાંણ વાલા; માન. ૧૪
વાલા એ શું કરચો વિરોધ, વાલા, માન.
કરગરતા જાસે જોધ વાલા; માન. ૧૫
નેક નમન કરો નંદ લાલ વાલા, માન.
ખાંતીલી થાય ખુસિયાલ વાલા; માન. ૧૬
લાલચ તીહાં સાની લાજ વાલા, માન.
મનાવો લાજ મુકી માહારાજ વાલા; માન. ૧૭
છેલું વચન કહુછુ છેક વાલા, માન
તારૂણી ન મુકે ટેક વાલા; માન. ૧૮
ચાલ્યા ચતુર વર તેણી વાર વાલા, માન.
રઘુનાથ પધારયા દ્રુવાર વાલા; માન. ૧૯

## રૂસણુ ચોથુ.

### સાખી

સાહી લેવુ કાંઇ સેહેલ નથી, જેમ કેસરી મુંછનો કેશ;
વારીયે નરને નમાવિયો, નવખંડ તણો રે નરેસ; ૧

અચરત આ તે શું થયું, વાલા સાથે વિરોધ;
કાંઇક કેજો કરગરી, પ્યારીને પ્રતી બોધ; ૨

ઢાળ.

પ્રતીબોધ કરચો પ્રાણેસ રંગે, જુગલ સ્વરૂપે જોડીબની.
જેને સેવે શંકર સેસ રંગે; જુગલ. ૧
ભોળી ન રાખો ભ્રાંત રંગે, જુગલ.
મારે મુખ જોયાની ખાંત રંગે જુગલ. ૨
ગુણવંતી ઘુંઘટ ખોલ રંગે, જુગલ.
મીઠે મધુરે વચને બોલ રંગે; જુગલ. ૩
હસતાં ન રાખો હોડ રંગે, જુગલ.
મુને વાહાલપણાના કોડ રંગે; જુગલ. ૪
કેહેતો ખાંતે ખેલ બીછાઉ રંગે, જુગલ.
કેહેતો જાચક થઇ જસ ગાઉં રંગે; જુગલ. ૫
પ્યારી કેહે પ્રાણ આધાર રંગે, જુગલ.
ધંન ધુતારાના અધિકાર રંગે; જુગલ. ૬
શાને આવ્યા સુંદર સામ રંગે, જુગલ.
કોહોને કઇ સાથે છે કામ રંગે.; જુગલ. ૭
મંદીર માનેતીનું દુર રંગે, જુગલ.
જાઓ ઝટપટ થાય અસુર રંગે; જુગલ. ૮
અમે અબળા જાત આહીર રંગે, જુગલ.

તમે ગરવા ગુણ ગંભીર રંગે; જુગલ. ૯
મોટાસું કરો મેળાપ રંગે જુગલ.
ફરી સુખમાં થાય સંતાપ રંગે; જુગલ. ૧૦
ત મે રાજ કુંવર અમે રંક રંગે, જુગલ.
પ્રભુ પાંણી ન પાઉ ટંક રંગે, જુગલ. ૧૧
તમે ભકત વત્સલ ભગવાન રંગે જુગલ.
માનુનીનું વધારો માન રંગે; જુગલ. ૧૨
પાતળીયે ઊપાડી પેર રંગે, જુચલ.
હવે વસાવવું નહીં વેર રંગે; જુગલ. ૧૩
નિશ્ચે નરોહરી નમવા જાય રંગે જુગલ.
હસી હરણાવી કર સાય રંગે જુગલ. ૧૪
હદ હદ થઈછે માહારાજ રંગે, જુગલ.
શાંમ સ્નેહ જણાણો આજ રંગે; જુગલ. ૧૫
થઈ પુરી હમારી આશ રંગે; જુગલ.
હું દીન તમારી દાસ રંગે; જુગલ. ૧૬
મેવા મીઠાઈ જમ્યાં ભલી ભેટ રંગે; જુગલ.
પ્રભુ પુરણ ભરાણાં પેટ રંગે; જુગલ. ૧૭
ઉઠી લીધાં આલીધંન રંગે, જુગલ.
હરખે હસી રહ્યાં છે લોચંન રંગે; જુગલ. ૧૮
દુતી બને તરફ સાવધાન રંગે, જુગલ.

છે ચંપકલા પરધાન રંગે; જુગલ. ૧૯
રાજી કીધાંને ભાંગી રાડ રંગે,જુગલ.
ક્ષણુ અંતર ન રહી આડ રંગે; જુગલ. ૨૦
રમ્યા જમ્યા જીવન માણ્ રંગે. જુગલ.
ચતુર વર ચતુર સુજાણ્ રંગે; જુગલ. ૨૧
હરખે ઓચર્યાં પદ ચાર રંગે, જુગલ.
હતો એકાદસી સોમવાર રંગે, જુગલ. ૨૨
છે રસીક રૂસણુ નામ રંગે; જુગલ.
આપે સુખ પ્રેમનું ધાંમ રંગે; જુગલ. ૨૩
કૃષ્ણ્ ચતુરદસી કેહેવાણ રંગે, જુગલ.
મોહન મંત્ર ભણે વશ થાય રંગે; જુગલ. ૨૪
કૃષ્ણે રાધાના પુર્યા કોડ રંગે, જુગલ.
નીત નિર્ખ્યાં સરખી જોડ રંગે; જુગલ. ૨૫
ગાયે સારદ નારદ સેસ રંગે, જુગલ.
ગુણ્ શબ્દ ઘટે નહીં રેસ રંગે; જુગલ. ૨૬
ગાયે રઘુનાથ ગોપી ગોવિંદ રંગે જુગલ.
પોતે પુરૂષ પુરણાંનંદ રંગે; જુગલ. ૨૭



# રાધા કૃષ્ણની ચાતુરી

## કડવું પેહેલું

એક સમે બ્રખુભાણ ભોવન, પ્રીતે પ્રભુજી પધારિયા;
રાધિકાની સંગે રમવા, અંગે રંગ વધારિયા ૧
આપ્યું તે આસન બેસવાને, હરિ બેસારયા આદર કરી;
સાંમાંતે બેઠાં સુંદરી, નાથ નિરખવા નયણા ભરી; ૨
શાંમ સામી દૃષ્ટિ માંડી, છાંડીતે કોઇની નવ સકે;
છબીલાની છબી જોઇ જોઇ, છબીલી પ્રેમે છકે; ૩
શુધ્ધ ન રહી શરિરની, દિવ્ય ચક્ષુ થૈ રહ્યાં બેહુ જણાં;
એક એકથી રૂપે રૂઠાં, ડાહાપણુમાં ડાહ્યાં ઘણાં; ૪
ચાદ લોકનો નાથ તેતો, હાથ જોડી ઊભા રહ્યા;
પુરણ બ્રહ્મને અખંડ અધિપત, વીનતાને વશ થયા; ૫
આશક લાગી હો સખી, અને આશક માહા સુખ જોઇને;
ત્રણ દિવસ એમ વહી ગયા, તારે મન રહયું છે મોહીને; ૬
ત્રણ દિવસનુ એક આસન, એક ચિંતે જોઈ રહ્યા;
એક અંગે આભ્રણ શામાં સજવા, સખી એક
મુકી ગયાં; ૭
મન વાળ્યું મોહનજીયે, ભાવેથી ભાળ્યું ઘરભાણી;
દૃષ્ટિ ચુકાવીને ચાલિયા, રણછોડ ગુણ-ગાયે પ્રાણી; ૮

## કડવું બીજું.

ઘેર આવ્યા ગોપાલજી, આવી આંગણિયે ઉભા રહ્યા;
માતા જસોદાયે પુછિયું, કોહો કુવર મારા કયાં ગયા; ૧
કયાં ગયાતા કુંવર મારા, સાચું કહો મુજને સહી;
પુત્ર તમારાં દરશન વિના, હું ઘણું વ્યાકુલ થઇ; ૨
આંખેથી અલગા થાઓછો, શું જાઓછો જીવન બારણે;
તમ વિના કળ નથી પડતી, વાહલા જાઉ તારે વારણે;
મુખ વેણ મધુરાં મીઠડાં, હરિ બોલ્યા હેત કરી;
હું ગયોતો ગઉધેંન ચારવા, હું કુંજમાં આવ્યો ફરી; ૪
ઘેંન ઘોળી ને કુંજ બોહોળી, ખડગ ખોળી હું વળ્યો;
માતા જસોદાયે પુછિયું, તારે મનતણો સંદે ટળ્યો; ૫
ત્યારે વાહાલ ઉપની લાલથી, મંદિરમાં લઇ ચાલીયાં;
ભાત્ય ભાત્યનાં ભાવતાં ભોજન, અધિક અધિકે આપીયાં; ૬
દધિ માખણ ને સરકરા, પકવાંન પિરસ્યાં પ્રીતસું;
ઇચ્છાયે આરોગીયા, રંગ રસીયાજી એમ રીતસું; ૭
વાલો વંન તતપર થયા, ગયા ગઉઘેન ચારવા;
દાસ રણછોડ ચરણ સેવક, તેના કારજ સારવા; ૮

## કડવું ત્રીજું.

શણગાર શજીને સમિની, આવી સખી પાસે ઉભાં રહ્યાં;
ભાતભાતનાં અંગે આભ્રણ, બનિક બહુ રે બનાવિયાં;૧
પ્રેમેથી સખીને પુછીયું, કહો છબિલોજી કયાં છપ્યા;
સાચુ કહોને સૈયર મોરી, શી જુગતે જીવન જપ્યા; ૨
સખિ કેહે બાઇ સાંભળો, કાંઇ શાંમળાને સાંભર્યું;
આંહિથી ચોંપે ચાલિયા, શું જાણે હૈયે શું ધર્યું; ૩
નથી જોયું ન નથી વગોયું, રૂપ તમારૂ રંગીયે;
દ્રષ્ટિ ભેદ કાંઇ નથી કીધો, સ્વામી તમારે સંગિયે; ૪
રાધાજી કેહે સખી શાંભળો, તમે પ્રભુજી પાંસે પરવરો;
અરજ હમારી આધિંન થઇને, બેઉ કર જોડી કરગરો;૫
જેમ જેમ રીઝે રંગ રસીયો, તેમ તેમ તેને મનાવજો;
પાયે લાગી પ્રિછવિને, ઇહાં લગાણ તેડી લાવજો; ૬
શીખામણ દઇ સર્વ સુંદર, સખી મંદિર મોકલી;
જઇ જસોદાને પુછીયું, કરી વાત ભાવે ભલી ભલી; ૭
પ્રીતે લાગી પુછવા, કહો બાઇ હરજી કયાં હશે;
ગયા ગઉધેન ચારવા, રણછોડને હૃદયે વસે; ૮

## કડવું ચોથું.

સખી કેહે બાઇ સાંભળો, તમે અઘટતું શું આચરો;
વાલાને વંન મોકલી, તમે કારજ તો ખોટુ કરો; ૧

જેનત પ્રીત પુછીયે, તેને નિત્ય વંન શું મોકલો;
પુત્ર જાણિને પ્રેમદા, તમે ભાવ રાખોછો ભલો; ૨
સ્વાર્થિને સુઝે નહી, અતી લોભ પાપનુ મુળ છે;
અષ્ટમાંસીદ્ધિ નવનિધ્ધ ઘરમાં, વળી ઉત્તમ કુળ છે;૩
માંટે વિવેકે વિચારિયે, એ રાંક ઘેર રતન છે;
અજાણ તે જાણે નહી, જાણે તેને જતંન છે; ૪
એ વિશ્વંભર છે વિશ્વ કરતા, વિશ્વમાંહી રહ્યા મળી;
શિવ સનકાદિક ઈંદ્ર બ્રહ્મા, કોય તે નવ સકે કળી; ૫
જોગ જગનને જપ તપ સાધન, નિગમને ગમ નહી પડે;
તે હરિ તંમ બારણે, માહા રંક થઈને રડવડે; ૬
શરિર સુંદર લલિત લાવણ, અધુરે મધુર વચંન છે;
જે ત્રીભુવનનો રટણ રશીયો, તે તમારો તંન છે; ૭
સખી કેહે બાઇ સાંભળો, તમે એ રસ ચોંપે ચાખજો;
રણછોડના સ્વામીની સેવા, હ્રદય માંહી રાખજો; ૮

કડવું પાંચમું.

સખી શાંમની શુધ્ધ લઇને, આવી શાંમાની કને;
આવીને એવું કહ્યું, માહારાજ ચ્યાછે માહા વંને ૧
તે ઘડી તતપર થઇને, મઇની મટુકી શીર ધરી;
સણગાર સોઝે સજી સુંદર, માહા વંન દિસાચે
પરવરી; ૨

એક પંથને કારજ બીજું, કોઇ ન જાણે ભેદમાં;
પ્રીતીનાં પરપંચ એવા, નથી કોયે વેદમાં; ૩
ચોંપે ચાલી વંનમાં, મલપતી ગજ ગામીની;
શેરિયે શેરિયે સાદ કરતી, આવી વંનમાં ભામની; ૪
કુંજ કુંજ ને વૃક્ષ શાખા, પત્ર પોખ્યાં કલી કલી;
જુગ જીવન જડયા નહી, ભામની ચાલી ઘરભણી; ૫
મનમાં મલવાનુ હતુ, અંગે તે યાતુરતા ઘણી;
અવળા સવળી સેરીએથી, ચાલી ઘેર ઉતાવળી. ૬
તેથી વીશેકે અધુર યાતુર, વાલાને ચિત્તડે વળી;
વ્રીજ ધાંમ નિરખી આવિયા, રણછોડને અંગે રળી;૭

કડવું છઠું.

વનમાથી વાલો આવ્યા, મનમાં વ્યાકુલ બહુ થતા;
પોતાની સખીને પુછીયું, મને સાચી કેહેને વારતા; ૧
રાધિકાજીની પાસથી કોઇ, આપણે મંદિરે આવિયું;
સાચું કહોને તેની સાથે, કાંઇએ મુજને કાંહાવિયું; ૨
સખી કેહે તમે સાંભળો, માહારાજ મારી વિનતી;
એક રાધિકાની અંગના, આપણે ઘેર આવી હતી; ૩
સખીએ કીધી વારતા તે, માંડીને સરવે કહી;
શાંમ શ્રવણે સુણતાંતે, ધીરજ મનમાં નવ રહી; ૪
શાંમ કહે સુણો કિંકરી, તમે પાછા જાઓ એ ભણી;

બનાવીને વાત કરજો, જેમ રીઝ પડે ઘણી; ૫
સખી ત્યાંથી સંચરી, આનંદ પામી અંગમાં;
રાધિકાને મંદિર જઇને, રસીક બોલી રંગમાં; ૬
સાંમ સોવાગણ સુંદરી, એ કોણ કાંમે સંચર્યાં;
હમણાં ગયાં મઇ વેચવા, એમ માતા મુખથી ઓચર્યાં; ૭
તે સાંભળીને દાઝ લાગી, સેહેવાયું નહી સુખથી;
રણછોડના સ્વામીની દાસી, મરમ બોલી મુખથી; ૮

### કડવું સાતમું

સખી કેહે બાઇ સાંભળો, મારી વીનતી સુરતે સહી;
રંગ ભીની રાધિંકાને, શું મોકલો વેચવા મઇ; ૧
એનુ લક્ષણતો લેતાં નથી, સું લાલચમાં લેવાઓછો;
જ્ઞાન તમારૂ કયાં ગયું, શું ઘણા ઘણાને ધાઓછો; ૨
સુરીનરનો સરદાર છે, આ રાજ કેરા રંગમાં;
તમ કુંવરી કુળ દીપ છે, એ છે હરિની અર્ધાંગનાં; ૩
એ ચંદ્ર વદની ને મંન મદની, રૂપ રૂપનુ રૂપછે;
એના ગુણને ધાય નિરગુણ, જે ચૌદ લોકનો ભુપછે;૪
મૃગાનૈણી ને હંસ હેલી, ગજની ચાલે ચાલતી;
કેસરીલંક કપોલ કોટી, નીજ મનમા માલતી; ૫
કોકીલાના શબ્દ સરખી, મધુરી વાંણી ઓચરે;

વેંણ ફેણ કપોલ લોલક, ભૃકુટીએ ભંમર ઠરે; ૬
ચાદ લોકની શોભા જોઈ, નાર નિરમળ વંછિયે;
પુરણ પ્રહ્મને વશ કરવા, સાર વસ્તુ સંચિયે ૭
એટલે આવ્યા રાધિકાજી, કહ્યું સખીને સાનમાં;
રણછોડના સ્વામીને કેહેજો, મોહન રાખજો માનમાં;૮

કડવું આઠમું.

સખી ત્યાંથી સંચરી, હરિ પાસે આવી હેતમાં;
જે થઈતી તે કહી સરવે, શાંમને શંકેતમાં; ૧
વેગે વેહેલા જાઓ વાહાલા, પ્યારી પાસે પરવરો;
વ્રિજનાં શણગાર લઇને, કોડ એના પુરા કરો; ૨
જેમ જેમ રીઝે રાધિકા, તેમ તેમ મંન મનાવજો;
એ અતી ચાતુર અબળા, એની આશ પુરી આવજો ૩
વચન સુણી શાહેલડીના, સજયો સણગાર શાંમળે;
માનુનિનુ મન મોહવા, ધર્યાં આભ્રણ આંમળે; ૪
પેહેરયાં પીતાંબર મુગટ ધરિયા, પાવડીચે પોતે ચડયા;
નખસિખના શણગાર સુંદર, કચંન હાર હીરેજડયા; ૫
વાળ્યો પલવટ લક્ષણ લંપટ, મુખે સોહાવી મોરલી;
લાલ રંગ તે લાલજી, જેષ્ટીકા કરમાં ધરી; ૬
એકાએકે વ્રીજ વિવેકે, રાધિકા પાસે ગયા;
આવી એને આંગણે, અલબેલડો ઉભા રહ્યા; ૭

સાંન કીધી શક્ષેપમાં, હરી કુંજમાં આવ્યા વળી;
રણછોડના સ્વામો સંગાપે, રાધિકા હેતે હળી; ૮

કડવું નવમું.

હળી હેતે મળી મનસું, રમત માંડી રંગમાં;
નાનાવિધ વિનોદ કરતા, આનંદ પાંની અંગમાં; ૧
એક એકને અલિધન ચુંબન, અધિક અધિકે આદર્યું
જહાં જેવું જોઇયે જુગતુ, તે વેલાં તેવું કર્યું ૨
રંગ રાતો ને વેણ વાતો, માતો બેલ મચાવિયો;
શાંમ રસીક સુંદરીયે, થનક થનક નચાવિયાં; ૩
જેમ હોંસ હૈયામાં હતી, તેમ તેમ હેતે હુલાવિયો;
અંગ ઉપર હરિ લઇને. જતન કરી ઝુલાવિયો; ૪
રમતાં રમતાં રસ વાધ્યો, રસીક શાંમાં સુંદરી;
ફરતી ફેરાવે ફુદડી, અતી હેતથી હસિયા હરી; ૫
એના મુગટમાં એક માનુની, તે પ્યારીની દૃષ્ટે પડી;
પોતાનુ પ્રતિબીંબ દેખી, રીશ ચિતડામાં ચડી; ૬
એ કોઇ નવલી નાર દીસે, મુગટ માહી માહાલતી;
ફટક પટકી દઇ રણછોડ, થઇ ચતુરાં ચાલતી; ૭

કડવું દસમું.

રીશાવીને ચાલી રાધા, ક્રોધે ભરાંણી કાંમની;
આહાલાસ વિરોધ માંડી, સદન બેઠી શાંમની; ૧

દ્વેષ વાદધો ને ડંષ મનમાં, લવલેશ વળગ્યુ નવ ગણી;
વેરીપણુ મનમાં વશ્યું, ધશ્યુ ન હેત હરિ ભણી; ૨
ભવિશ્ય ભજ્યું તત્વને તજી, આતમાને અવગુણે;
શોક લઇને બેઠી શાંમા, દોષ દઇ દયાળને; ૩
તજયાં આભ્રણ અંગથી, હવે સંગ નહી ગોપાળનો;
રાધિકાનુ રૂસણુ જાણી, શાંમળો સુનો બન્યો; ૪
માનુનીનુ મન જોવા, મોહ ઘણો મનમાં ધર્યો;
જાણે વિજોગે વષ વીત્યાં, એવુ મન લાવી રહ્યો; ૫
માનુનીનુ મુખ જોયાવણુ, સખીને કેહે શું થશે;
એ વિના કળ નથી પડતી, દિવશ રજની કેમ જસે;૬
રાધિકાનુ મુખ જોયાવણુ, અંન જળની આખડી;
સખીને કેહે શોધી લાવો, પ્રીતસુ પાયે પડી; ૭
સખી ત્યાંથી સંચરી, રાધિકા પાંસ આવી રહી;
રણછોડના સ્વામીની વિનતી, ધીરે ધીરે સહુ કહી; ૮

કડવું અગ્યારમુ.

શાંમ સોવાગણ સુંદરી તું, રાડ વિના શ્યાં રૂસણાં
વાંક વિના વિરોધ ઘેલી, ડાહાપણછે તુજમાં ઘણાં; ૧
ત્રીભુવનનું તત્વ તારૂણી, તે તુજને ભાવે ભજે;
રાધે રાધે રટે રસિયો, પલક મુખથી નવ તજે; ૨
તારૂણી તુજ બુધ્ધ થોડી, ઘેલી થઇ કાંઇ નવ સુણે;

મેલ્ય આંટી ઉઠ અબળા, ચાલો જઇયે હરિ કને; ૩
એ ઓળખી આદર કરે, તુ માનજે માહ્રા મર્મસુ;
ભાગ્ય તારૂ ભામની, જે પ્રીત પુરણ પ્રહ્મસું; ૪
રાખીયે રસ રૂસણુ, જેમ રહે મટુકીને મઇ;
ઝાઝું તાંણે તુટસે, પછે કેહેસો જે કહ્યું નહી; ૫
અબંધ બાંધી નાથ અબળા, મુંજની નાથે નાથિયો;
તે પ્રેમની જાળે પડયો, જેમ પડે મદગળ હાથિયો; ૬
અકળ જીતને ઝીતી રાધા, સુકુળની તું સુંદરી;
હવે વિલંબ સાંને કરે, ચાલ.તું વેગે કરી. ૭
ભાર પોતાનો રાખિયે, છેક હળવા ન થઇયે,
રણછોડના સ્વામીને મળવા, ચાલોને ચોંપે જઇયે; ૮

કડવુ બારમુ

એમો એને પાલવ બાંધ્યાં; કાંઇયે એથી ન ડર્યાં;
સખીનુ કહ્યું સાંભળીને, બોલ્યાં રાધિકારોસે ભર્યાં;૧
એ ધુતારાના ઢંગ ખોટા, સંગ એનો શું કરૂ;
લક્ષણ એના સર્વ જોતાં, જીવથી જાતે મરૂ; ૨
કાળો કપટી કામણગારો, લોભી લંપટ લાલચી;
પોતાના સ્વારથ માટે, રમત સઘલી કુડી રચી; ૩
નવલાં સાથે નેહ એને, પલક પાછો નવ ફરે;
સુંદરીને સંગ લઇને, વન વન વ્યાકુલ ફરે; ૪

અજાણ્યું જાણ્યું અમે જે, જાણ્યું અજાણ્યું મેં કર્યું
વગોવાયાં વીજમાંપચે; ભાવસુ એનુ ભર્યું ૫
અમે અંતર નવ કર્યો, તોય હમારો નવ થયો;
જેનુ દીલ બદલાયુ હોય તે, ફરે વેગે વહ્યો વહ્યો; ૬
એની વાત ન કરસો નારી, એને મનથી હું મુઇ;
તેમાંટે તુજને કહુછુ, માનજે તું માહરૂ સઇ; ૭
જીવ કાહાડીશ જીભ કરડી, દોષ સહુ એને દઉં;
રણછોડ કેહે રાધા ભણે, એનુ સર્વ લક્ષણ મેં લહ્યુ. ૮

કડવુ તેરમુ.

સખી ત્યાંથી સંચરી આવી મોહનને મળી સહી;
જે થઇતી વારતા તે, માંડીને સર્વે કહી; ૧
જે થયું તે કહ્યું તમને, એ શાંમ સોવાગણ સુંદરી;
પેરેં પેરેં પ્રીછવી, તોય દૃષ્ટિ ઉચી નવ કરી; ૨
રાધિકા રીસે ભરાણી, કહ્યું અમારૂ નવ કર્યું
સ્વામી શ્યો ઉપાય કરિયેં, કારજ એકે ન સર્યું; ૩
જે કહ્યું મેં જીભથી તે, કાંન તળે સહુ કાહાડિયું;
પાપ પુર્વ જન્મનુ જે, કામ એથી પાડિયું; ૪
વિખ સરખાં વચન બોલી, રોશ રાખીને રહી;
રાધિકાનું રૂશણુ તે, શોભીતું સર્વે સહી; ૫
વાલે મન વીચારિયું, પરપંચ રચિએ પ્રીતસું;

માન મુકી મનાવીચે, એમ ચાલ્યા રસીચો રીતસું ૬
અંગે વ્રિજ સણુગાર સજીયો, પ્રણુવે વેદ વિવેકમાં;
ચોદ લોકની શોભા બની,રણુછોડ અબળા એકમાં; ૭

## કડવું ચૌદમું.

સોળ વરષમાં સુંદરી, એવી નાર બની નવ જોબના,
અંગે આભ્રણ સજી સુંદર, અધિક ઓપે અંગના; ૧
કોટી શશિયર કોટી ભાંનુ, જાણે કંદ્રપની કળા;
રૂપ નિધાંન સ્વરૂપ સુંદર, એવી નહી કોઇ અબળા; ૨
બ્રહ્માણીને ઇંદ્રાણી, કોઇ ઉમિયા ઇશ્વરી;
ચોદ લોકનુ ચિત્ર ચતુરાં, એવી થઇને નીસરી; ૩
છણકાટ કરતી ચાલી ચતુરાં, ઘણુણુણ ગાજે ઘુઘરી;
રાધિકાના મુખ આગળ, નીસરી લટકો કરી; ૪
રૂપ જોઇને મોહી માનુની, શાંમની બોલ્યાં સહી;
આ વ્રિજમાં તમે એકલાં, કોણ રૂપ રહ્યાં ગ્રહી; ૫
નથી સાથે સખી કોઇ, આવો રૂડો રંગ છે;
સાચું કહોને ભામની, કેનો તમારે સંગ છે; ૬
મને ચિંત્યા ઉપજે છે, તમેછો અતી આનંદમાં;
રણુછોડનો સ્વામી જો મળસે, ફાગટ નાખસે ફંદમાં; ૭

## કડવું પદરમું.

રાધિકાનું કહ્યું સાંભળી, અનોપમ વાંણી ઓચરે;
હૈયું આપણુ હાથ હોયતો, કોઇ કેને શું કરે; ૧
નંદજીના કુંવરની, અમેં કીરતી શ્રવણે સાંભળી;
હે સખી તેને ભેટવાને, સુરતી મારી ત્યાં વળી; ૨
અમો જઇશું એ કને, જુગતી સરવે જોઇશું;
એ જીવ્યાપેં જોયું ભલું, એગાં ગાઠેથી શું ખોઇશું; ૩
રાધા કેહે સખી સાંભલો, જે ભલું થયું વેહેલુ કહ્યું;
આવ ઓરી મકર ચોરી, જ્ઞાન તારૂ કયાં ગયું; ૪
મને જો પુછો પ્રેમદા, મારી વીતી કહુ તુજને;
ઉપજ નીપજ એહની, તું સાંભલને એકે મને; ૫
નવલાં સાથે નેહ એને, નિત્યપ્રત્યે પર નારસું;
જેને મળસે તેને કેહેસે, તારાં કારજ સારસું; ૬
એ ધુતારાની ધુત વિદ્યા, ભુંડી તુજને ધુતસે;
પછી મુકસે પરહરી, એ દરદ તુજને ખુંચસે; ૭
એ મળવાથી મરવું ભલું, તું મન્યને મારૂ કહ્યું;
રણછોડ કેહે રાધા ભણે, એનુ સર્વ લક્ષણ મેં લહ્યું; ૮

## કડવુ સોલમુ

રાધિકાનુ કહ્યું સુણી, વિનતા વાણી વદે;
રંગભીના રણછોડજીનુ, રટણછે મારી હૃદે ૧

સારૂ નરતુ કંરમ સારૂ, ઝીતવું કે હારવુ;
લખ્યા લેખ મટે નહી, માટે મન પોતાનુ મારવું; ૨
તમે કહ્યું તો રહ્યું રાધા, કુંજ મારે કાંમછે;
તિહાં જાઉ સહિયર મોરી, જીહાં સુંદર શાંમ છે; ૩
સખીનુ કહ્યું સાંભળી, બોલિયાં ત્યાં શાંમની;
તારા સમજો તારા કાજે, સત્ય કહુછુ કામની; ૪
રખે જાંણે સાંમો મળતો, મારગ માંહી મીઠડો;
ઘર તજાવી ઘેલાં કરસે, એવો મેં તો દીઠડો; ૫
એ વશીકરણછે વાલોજી, મોરલીમાં મન હરે;
એને દૃષ્ટે દિઠે ધીરજ ન રહે, પછે કાંઇ કાંમણ કરે; ૬
જાણિયેં ને કહિયે નહી તો, દોશ અમને ઉપજે;
સાચુ કહુછુ સુંદરી હું, એ સ્વારથ સરખું ભજે; ૭
સખી કેહે એમાં શ્યો સ્વારથ, તમેં અમને કેતાં હસો;
રણછોડનો સ્વામી રંગીલો, સદા હમારે મન વશ્યો; ૮

કડવું સતરમું.

રાધા કેહે સખી સાંભળો, આવો આપણ એકઠાં રહિયે;
સુખ દુઃખની વાત હોયતે, એક એક આગળ કહિયે; ૧
હું પાડ માનીશ તાહેરો, કર્યો ગુણ કેમ વિસરે;
આવ બેની આપ ધારણ, જીવ મારો નીસરે; ૨
માન સખી તું કહ્યું મારૂ, દાંન જીવત દીજીયે;

સખી કેહે શું આપશો, કાંઇ હમો માગ્યું લીજીયે; ૩
મન ગમે તે માગજે, મારે સમર્પણ છે શિશનું;
મારૂ છે તે તમારૂ છે, જેમ જુગતુ જુગદીશનું; ૪
સખી તારા શિશને, શું ઓઢે કે તેને પાથરે;
દે વચન મારા હાથમાં, હું કહું તે તું કરે; ૫
વચન આપ્યું હાથમાં, શાંમની બોલ્યાં શાહી;
નંદજીનાં કુવર સાથે, રૂસણુ રાખે નહી; ૬
રાધા કેહે સખી શાંભળો, એ વિના બીજુ માગિયે;
જે ભાવે તે કહોને બેની, મીઠાં મીઠાં લાગિયે, ૭
સખી કેહે સુણ શાંમની, તુજ વચન ગયું પાંણિયે;
રણ છોડના સ્વામી સંગાથે, બોલ મધુરી વાંણિયે; ૮

## કડવુ અઢારમુ.

હેતે બોલ્યાં હા ભાણાવી, હાથ લીધો હાથમાં;
શ્રી પુરૂષોતમજી પ્રગટિયા, સોભ્યાં સૈયરનાં સાથમાં; ૧
સાંમુ જોઇને લાજ પાંમી, નારિયે નીચું નિહાળિયું;
માંનનું અપમાન થયું, અને વચન પરઠયું પાળિયું ૨
રસ વાધ્યો રૂશણુ ભાંગ્યું, સંતોષ પામ્યા શામની;
આવો ભાવે ભેટીયેં, કેહે કૃષ્ણને કામની; ૩
રળિયાત કીધાં રાધિકા, અંગ અંગસું ભીડીને;
મન મનાવ્યું માનુનીનું, દીધો દિલાસો તેડીને; ૪

રૂસણું ભાગ્યુ રાધિકાનું, મગન થઇને બેહુ મળ્યાં;
આલિંઘન ચુબંન દેતાં, મનનાં મેણાં ટળ્યાં; ૫
વાહલ ઉપન્યુ લાલ સાથે, રાધા ખેલ્યાં ખેલમાં;
અગોચર લીલા આદરી, રંગ જાંમ્યો રેલમાં; ૬
શણગાર એ વ્રિજનો હરિ, દસ આઠ પદ પુરાં થયાં:
એક પદની આઠ પાંખડી, કેહેનારે એવાં કહ્યાં; ૭
ગાય શિખેને સાંભળે, તેની આશા પુરે શ્રી હરી;
દાસ રણછોડ ચરણ સેવક, મોજ માગે ફરી ફરી; ૮



# સુ ચ ના.

કાવ્ય દર્શક નામનું "કાવ્ય દોહન" ના કદનું અને તેવીજ મતલબનું એક પુસ્તક છપાવાની તઈયારી થઈ ચુકી છે જેમાં અસલી (જુના) કવિઓની જ્ઞાન વૈરાગ અને ઈશ્વર સબંધી વિષયો ઉપર લખાએલી કવિતાઓનો મોહોટો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તે શઘલી કવિતાઓ અદ્યાપી પરીયંત બાહેર પડેલી નહી હોવા તદન નવીજ છે માટે એ પુસ્તક જેઓની ખરીદવાની મરજી હોય તેઓએ પોતાનુ નામ, ઠામ, અને નકલ પાયધોણી ઊપર પારસી પ્રિણ્ટિંગ પ્રેસમાં અથવા માંડવી ઉપર જ્ઞાન દિપક પ્રેસમાં નોધાવવું કીંમત પ્રથમ નામ લખાવનાર પાશથી રૂ ૧। અને પાછલથી લેનાર પાસથી રૂ ૨) લીધામાં આવશે. (આએ પુસ્તક બધા બુકસેલરની દુકાનેથી તથા નલ બજારની સાંમે જામલી મોહોલામાં ઘર ન૦ ૫૬ માં મોરલીધર કરસનદાસ પાસેથી રોકડી કીંમતે મલશે.)